પારસી બાળકો માટે,

# જરતોશ્તી મજહબ.

રચનાર

મરહુમ એરવદ ફરદુનજી નોશરવાનજી રબાડી.

પાંચમી આવૃત્તિ.




કીંમત ચાર આના.



પારસી બાળકો માટે,

# જરતોશતી મજહબ.

## પારસી બાળકો માટે,

# જરતોશતી મજહબ.

(બીજી આવૃતિ વીશે વરતમાન પત્રોના મત)



### રાસ્ત ગોફતાર, ૧ લી ફેબરવારી ૧૮૭૪.

..............આ પુસ્તકમાં બાળકોને જરતોશતી મજહબના મુલ તત્વનું ટુંક જ્ઞાન મલે એવા નાહાના નાહાના સેહેલા પાઠ દાખલ કરેલાછે, જેના પેહેલા ભાગમાં પારસીઓના વતન, તવારીખ, પેગમબર તથા તેની દીન વીશેનું સાધારણ જ્ઞાન સમાવેલું છે અને બીજા ભાગમાં સાધારણ તથા સરૂઆતના અવસ્તાઓ માઅેની સાથે પ્રગટ કરયા છે, આ નહાની પોથી દરએક બાળકને ઉપયોગી છે.

---

### જામે જમશેદ, ૧૪ મી અકટોબર ૧૮૭૩

..............એની અંદર જરતોસ્તી બાળકોને શરૂઆતથી ધરમની કેળવણી આપવા લાયક સેહેલી સેહેલી બ.બદોનો સંગરહ કરયો છે. માટે તે પારસી બાળકોને શીખવા આપવાને ઘણી સારી અને ઉપયોગી માલમ પડે છે.

---

### અખબારે સોદાગર, ૧૩ મી સપટેમબર ૧૮૭૩.

..............આ કેતાબમાં જરતોસ્તીઓને લગતી પરચુરણ બાબદો તથા શરૂઆતના થોડાક અવસ્તા તેની માઅેની સાથે સવાલ જવાબનાં આકારમાં શોજે હરફ અને ખુલી રીતે બાળકોને સેહેલાઈથી વાંચવા વકી છાપવામાં આવ્યા છે.

---

### યજદાં પરસ્ત, ૨૧ મી સપટેમબર ૧૮૭૩.

..............આ યજદાં પરસ્તનાં પેહેલાં પુસ્તકની તથા બીજાં કેટલાંએક પુસ્તકની શાહાદતો લઈને ધરમ સંબંધી નાહાના નાહાના ધડા જરથોસ્તી બાળકો સારૂ ઠીક રચ્યા છે.

---

# દીબાચો.

બ-નામે યજદ, બખશાઈનદેહ,
* શરૂ કરૂંચ દાદાર અહુરમજદ, જે બખશેસ કરનાર

બખશાઇશગર, મેહેરબાન.
બખશેસ કરાવનાર, અને મેહેરબાન છે, તેના નામની મદદથી.

જરતોશ્તી બાળકોને શરૂઆતથી ધરમની કેળવણી આપવા લાયક સેહેલી સેહેલી બાબદોનાં સંગ્રહની એક નાહાની પોથીની જરૂર મહને મહારા કામના સંબંધે જણાયાથી, કમતરીને માજદીઅસની દીનની કેતાબોમાંથી તેવી બાબદો ચુંટી કાહડીને ય. સને ૧૨૪૧ માં "પારસી બાળકો માટે જરતોશ્તી મજહબ" એવે નામની ચોપડી છપાવી હતી; જેની સઘળી નકલો ખપી જવાથી, તેહને ઘટતી રીતે સુધારીને તેહની આ બીજી આવૃત્તિ બાહેર પાડી છે.

આ એ કેતાબ (બીજી આવૃત્તિ) તઈઆર કીધા પછી, દસ્તુરજી સાહેબ પેશોતનજી બેહેરામજી સનજાણા પાસે હું લઈ ગયો હતો, તેવણે એક દહાડે ફરસુદને વખતે મહને બોલાવીને માહરી પાસે એ કેતાબ વંચાવી અને તેમાં જે કાંઈ તેવણને સેહેજ ફેરફાર કરવા જોગ દેખાયું, તે તેવણના ફરમાવ્યાથી મેં કરીઓં છે.

કહી કહી ચોપડીમાંથી કહી કહી બાબદ લખી છે ( કોઈ ચોપડીમાંથી બોલેબોલ અને કોઈમાંથી તે બાબદનો સાર લખીઓ છે.); તે જાણવાને દરએક જવાબની નીચે સંક્ષેપમાં તે ચોપડીનું નામ અને પાનાનો નંબર લખીઓ છે. તે સંક્ષેપનો ખુલાસો નીચે મુજબ છેઃ—

સ. જ. ના.=જરતોશ્ત નામું (ઈનામનો નીબંધ,) દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાણાએ બનાવેલું; ય. સને ૧૨૩૩.

કા. જ. ના.=જરતોશ્તનામું, બેહેદીન ખુરશેદજી રૂસતમજી કામાજીએ બનાવેલું ય. સને ૧૨૩૯.

હા. મા.=હાદીએ માજ્દીઅસનાન, એરવદ પેસતનજી કાવસજી રબાડીનાની, અને દસ્તુર હોસંગજી જામાસજી આસાજીનાએ તપાસેલી; ય. સને ૧૨૩૯.

ય. પ.=યજદાં પરસ્ત, પુસ્તક, ૧ લું; ય. સને ૧૨૪૭.

જ. બ. ધ. ની.=જરતોસ્તી બચાંઓને વાસ્તે ધરમ નીતી (ઈનામનો નીબંધ), એરવદ રૂસતમજી રતનજી દાદાચાનજીનાએ બનાવેલી; ય સને ૧૨૩૧.

ખો. અ મા.=ખોરદેહ અવસ્તા બામાએની, દસ્તુર એદલજી દોરાબજી સંજાણાએ બનાવેલી; ય. સને ૧૧૮૭.

ક.=ખોરદેહ અવસ્તા બા માએની, અને યજદાં પરસ્ત (પુસ્તક ૧ લું); એના આધાર ઉપરથી.

મુંબઈ માહ આંવાં,
સને ૧૨૪૨ યઝદજરદી.

રચનાર.

---

આ કેતાબના રચનાર ગુજરી ગયાથી તેઓનાં વારેસ પાસેથી એનો હક્ક વેચાતો લઈને ત્રીજી આવૃતિ છાપી છે. એ કેતાબ પર હવે સરવે હક્ક હમારાછે.
માહ દેએ સને ૧૨૪૮ યઝદજરદી.

---

આ ચોથી આવૃત્તિ છાપતી વેલાએ એ ચોપડીનાં બીજા ભાગમાં આવેલા અવસ્તા જે અસલ પ્રમાણેનાં ઉચારનાં હતાં તેને બદલે એ૦ કાવશજી એદલજી કાંગાંની ખાસ પરવાનગીથી તેઓની અવસ્તા બા માએની મધેથી શુદ્ધ ઉચ્ચારે અવસ્તા ઉતારી લીધાછે.
માહાં આવાં ૧૨૫૧ યજદેજરદી.

જેહાંગીર બેજનજી કરાણી.

# સાંકળીઊં.

## ભાગ ૧ લો.

### જરતોશતીઓને લગતી પરચુરણ બાબદો.

# ભાગ ૨ જો.

## શરૂઆતના થોડાક અવસ્તા માએની સાથે.

પારસી બાળકો માટે

# જરતોશ્તી મજહબ.



## ભાગ ૧ લો.




સવાલ.—તમે પારસી લોકો કોણને માનો છો ?

જવાબ.—આમે એકલા એક ખોદાને માનીએ છિએ.

સ.—ખોદા એટલે શું ?

જ.—તમામ પેદાયસ પેદા કરનાર અથવા દુનિયાંનો સાહેબ.

સ.—ખોદાનો આકાર કેવો છે ?

જ.—ખોદાને આકાર નથી. [હા. મા. ૨]

સ.—ખોદા કયાં છે ?

જ.—ખોદા સઘળી જગાએ હાજર છે; તે આપણને જોએછે—પણ આપણે તેને જોઈ શકતા નથી. [હા. મા. ૩૬]

સ.—ખોદા આપણને જોએછે—પણ આપણે તેને જોઈ શકતા નથી તેનું કારણ શું ?

જ.--કારણ કે ખોદા ગેબી અથવા નહીં દેખાય એવો છે, તેથી આપણે તેને જોઇ શકતા નથી; પણ આપણે જે વીચારીએ, બોલીએ, અને કરીએ, તે સઘળું તે સાહેબ જાણેછે અને જોએછે. [ હા. મા. ૪૦ ]

સ.--આપણે જે વીચારીએ, બોલીએ, અને કરીએ, તે ખોદા જાણે છે; ત્યારે આપણને આએ દુનિયામાં કેવી રીતે ચાલવું જોઇએ ?

જ.--આપણને આએ દુનિયામાં સારી રીતે ચાલવું જોઇએ; એટલે સારૂં વીચારવું, સારૂં બોલવું, અને સારૂં કામ કરવું જોઇએ. [ કા. જ. ના. ૯૮ ]

સ.--તમે પારસી લોકો એકજ ખોદાને માનો છો તે ઉપરથી તમે કોણ લોકો કહેવાવો છો ?

જ.--અમે ખોદાપરસ્તી એટલે ખોદાની પરસ્તેસ અથવા બંદગી કરનાર અને એકજ ખોદાને માનનાર કહેવાઇએ છિએ. [ હા. મા. ૧ ]

સ.--તમે ખોદા શીવાય બીજા કોઈને માનતા નથી, ત્યારે તમે આતશ, પાણી, સુરજ, ચંદરમા, વગેરે ચીજોની સાંમે ઉભા રેહી, તેને નમીને બંદગી કરો છો, તે શું તેઓને માનીયા બરાબર નથી ?

જ.--અમે આતશ, પાણી, સુરજ, ચંદરમા, વગેરેને ખોદા કરીને માનતા નથી--પણ તેને ખોદાએ પેદા કીધેલી ચીજો માહેલી ઘણીજ નરી અને પવીતર ચીજો જાણી તેનો

કેબલો કરીએ છિએ એટલે તેની સન્મુખ ઉભા રહીને ખોદાએ તેનામાં જે ગુણો મુકીયા છે, તેની વખાણ સાથે ખોદાની બંદગી કરીએ છિએ. [ હા. મા. ૪૬ ]



શુદરેહ-કુશતી.

સ.—તમારી દીનની નીશાણી શું?

જ.—શુદરેહ અને કુશ્તી. [ ય. પ. ૬ ]

સ.—શુદરેહ એટલે શું?

જ.—ફાયદા ભરેલો મારગ. [ ય. પ. ૭ ]

સ.—શુદરેહ શાનો અને કેવા રંગનો બને છે?

જ.—રૂના સફેદ કપડાંનો બને છે.

સ.—શુદરેહ ઉપર ગેરેબાન છે તેની મતલબ શું?

જ.—ગેરેબાન એટલે ઇમાન અથવા એતેકાદનો સાહેબ; અને તે એવો અર્થ જણાવે છે કે જેણે શુદરેહ પેહેરેલો છે તે જરતોશતી પાક ખોદાતાલાની તરફથી જે દીન તેને મળી છે, તે ઉપર ઓસ્તવાર ઇમાન સાથે રહીને આએ દુનિયામાં કારોબાર કરનાર છે. [ ય. પ. ૧૪ ]

સ.—કુશ્તી એટલે શું?

જ.—જરતોશ્તી દીનનાં ફરમાનની હદની અંદર રહેવાનો બંદ.

સ.—કુશ્તી શાની અને કેવા રંગની બને છે?

જ.—સફેદ ઊનની બને છે.

સ.—શુદરેહ-કુશ્તી સફેદ રંગનો છે તેની મતલબ શું?

જ.—સફેદાઈની મોરાદ અશોઇ, પવીતરાઈ, ખાલેસાઈ, અને સફાઇની છે; યાને આ ખુબીઓ પ્રમાણે જરતોશ્તીઓએ રેહેવું જોઇએ. [ સુર્યોદય. પુ. ૧ પાનું ૬૨ ]

સ.—કુશ્તી બાંધતાં ૩ આંટા કમર ઉપર આવે છે તેનું કારણ શું?

જ.—હુમત, હુખત, અને હુઅરેશત કે જેનો અર્થ જરતોશ્તી ધર્મનાં ફરમાન પ્રમાણે સારૂં વીચારવું, સારૂં બોલવું, અને સારાં કામ કરવાનો છે, તે મુજબ ચાલવાને તે કુશ્તી બાંધનારો જરતોશ્તી બંધાયલો છે તેની નીશાની બતાવે છે.

સ.—કુશ્તી બાંધતાં ૪ ગાંઠ વાળો છો, તે દરએક ગાંઠ વાળતી વખતે શું હેરાવ કરો છો?

જ.—પેહેલી ગાંઠ વાળતી વખતે "ખોદા એક છે." બીજે-"જરતોશ્તી દીન ખરી છે;" ત્રીજે-"જરતોશ્ત ખોદાનો મોકલેલો સાચો પેગમ્બર છે;" અને ચોથે-"બને ત્યાં સુધી નેકી કરૂં." [પ. પ. ૧૬]

## માજદીયસની દીન.

સ.—તમારી દીનનું નામ શું?

જ.—માજદીયસની જરતોશતી દીન. [ હા. મા. ૧૬૪ ]

સ.—માજદીયસની દીન એટલે શું?

જ.—હોરમજદને માનવાની દીન. [ હા. મા. ૨ ]

સ.—એ દીન કોણ લાવ્યું?

જ.—પેગમ્બર જરતોશત, કે જે પેગમ્બર ઘણો પાક, કાબેલ, અને ખોદાનો વાહાલો હતો. [ કા. જ. ના. ૨૫૫ ]

સ.—જરતોશત બોલની માયની શું થાયછે?

જ.—એ બોલની માયની "ઘણોજ ઝળકતો સેતારો" એમ થાય છે. [ હા. મા. ૩૦ ]

સ.—પેગમ્બર એટલે શું?

જ.—પેગમ્બર એટલે ખોદાને ત્યાંથી પેગામ લાવનાર અથવા ખોદાઈ ફુરમાન જાહેર કરનાર.

સ.—પેગમ્બર જરતોશત એ ધર્મ ક્યાંથી લાવ્યો હતો?

જ.—પાક યજદાંની દરગાહથી. [ સ. જ. ના. ૯૮ ]

સ.—પેગમ્બર જરતોશત કોણને સારૂ દીન લાવ્યો હતો?

જ.—તમામ આદમ જાતને વાસ્તે. [ કા. જ. ના. ૯૮ ]

સ૰—ખોદાતાલાએ આપણ આદમ જાતને વાસ્તે દીન શું કરવા મોકલી ?

જ૰—દાદાર અહુરમજદે દીન એટલા સારૂ મોકલી કે આપણે તે દીનના તરીકા મુજબ ચાલીએ તો બન્ને જેહાંનમાં સુખ મેળવ્યે. [ ય. પ. ૪ ]

સ૰—પેગમ્બર જરતોશ્ત દાદાર અહુરમજદની દરગાહે કેમ પોંહોંચ્યો હતો ?

જ૰—ઈરાન દેશમાં દાએતી નામની નદીને કીનારે એકાંત જગો ઉપર પેગમ્બર જરતોશ્ત પોતાનું તન-મન પાક કરીને ખોદાની બંદગીમાં મશગુલ હતો, ત્યાં બહુમન અમશાસપંદ નામનો એક ફરેસ્તો આવ્યો, તેની સાથે જરતોશ્તને વાતચિત થતાં—બહુમનના પુછયાથી જરતોશ્તે ખોદા તાલાના ફરમાન મુજબ ચાલવાની ખાએશ બતાવી, ત્યારે એક પલભર આંખ વીંચવા સારૂ જરતોશ્તને ફરમાવ્યું, જરતોશ્તે તેમ કીધું અને પાછી ઉઘાડીને જોયું તો, તે પોતે મીનાઈ જેહાનમાં પહોંચ્યો હતો. [ સ. જ. ના. ૭૦—૭૨ ]

સ૰—પેગમ્બર જરતોશ્ત દાદાર અહુરમજદ પાસેથી શું લાવ્યો હતો ?

જ૰—દાદાર અહુરમજદે જરતોશ્તને તમામ બીનાઓથી વાકેફ કીધો અને ૨૧ નુશક સમજાવી—માજદીઅસની દીનના સઘળા ભેદોથી જાણીતો કીધો ; પછી તે ૨૧ કેતાબનું

કબૂતર, એક આદર ખુરજીન મેહેર નામનો આતશ અને એક સરોવરનું ઝાડ; એ ત્રણે ચીજ તેને આપી આએ દુનિયામાં મોકલ્યો હતો. [જ. બ. ષ. ની. ૮૨]

સ.—એ ૨૧ નુશાકમાં મુખ્યે કઈ કઇ બાબદો હતી ?

જ.—પેહેલી સાત કીતાબમાં ખોદાએ દુનિયાની તમામ પેદાએસ પેદા કીધી તેની હકીકત હતી; બીજી ૭ કીતાબમાં હકામું, ખગોળ વિધા, અને રસાયન શાસ્ત્ર વગેરે તમામ જાતના હુન્નરો બનાવવાની વાત હતી; અને ત્રીજી ૭ કીતાબમાં માજદીયસની દીનની તમામ હકીકતો અને ઈનસાફ કરવાની બાબદો વગેરે હતી. [ જ. બ. ષ. ની. ૮૩ ]

સ.—તે મીનોઈ સરોવરનાં રોપમાં શું કરામત હતી ?

જ.—તેનાં જે પાતડાં ફુટતાં હતાં, તે દરએક પાતડાં ઉપર કુદરતથી એવું લખાયલું હતું કે "ગોસ્તાસ્પ તું ભલી દીનને કબુલ કર." [સ. જ. ના. ૧૦૧]

સ.—આદર ખુરજીન મેહેર આતશમાં શું ખુબી હતી ?

જ.—તે આતશ વગર બળતણે હમેશ રોશન રેહેતો, અને પાણી યા બીજી કાઈબી ચીજથી બુજાતો નહી હતો; તે આતશ પેગમ્બર જરતોશ્ત પોતાના હાથમાં રાખતો અને બીજાઓનાં હાથમાં પણ આપતો હતો, તેથી હાથને કાંઈપણ ઈજા પહોંચતી નહી હતી. [સ. જ. ના. ૧૦૧]

સ.—પેગમ્બર જરતોશ્તે એ દીન પેહેલવેહેલી કયા દેશમાં જાહેર કીધી ?

જ.—ઈરાન દેશના બલખ શેહેરમાં. [સ. જ. ના. ૯૮]

સ.—તે વખતે ઈરાન દેશનો પાદશાહ કોણ હતો?

જ.—કેઆની ટોલાનો ગુસ્તાસ્પ નામે પાદશાહ હતો.

સ.—માજદીયસની દીન પેહેલવેહેલી કોણે કબુલ કીધી હુતી?

જ.—જરતોશતનાં કાકાનાં છોકરા મેદીઓમાહ બીન આરાસ્પ નામના શખસે. [કા. જ. ના. ૨૩૦]

સ.—તમારી દીનનાં મુખ્ય ફરમાનો શું છે?

જ.—અમારી દીનમાં ત્રણ મોહોટા ફરમાનો છે;

(૧) હુમત, (૨) હુખ્ત, અને (૩) હુઅરેસ્ત; એટલે નેક વીચારવું, નેક બોલવું, અને નેક કામ કરવું. [કા. જ. ના. ૯૮]

સ.—તમારી દીનની મોહોટી ખુબી શું છે?

જ.—સફાઈ તથા સુગડાઈ રાખવી અને દુનિયાની આબાદી રાખવી. [કા. જ. ના. ૨૬૨]




સ.—પેગમ્બર જરતોશ્ત કોણની ઓલાદ અથવા ખાનદાનનો હતો?

જ.—પેશદાદીઆન ટોળાનાં પાદશાહ ફરેદુનની ઓલાદનો હતો. [હા. મા. ૧૨૩]

સ.—પેગમ્બર જરતોશતનાં માબાપનું નામ શું ?

જ.—માએનું નામ દોગદો અને બાપનું નામ પોરોશસ્પ.

સ.—કેટલાએક લોકો જરતોશત સપેંતમાન કરીને કહેછે. તે સપેંતમાન કોણ શખ્સ હતો ?

જ.—જરતોશતનાં ખાનદાનનાં નવમાં પુરૂશનું નામ સપેંતમાન હતું; તે ઘણો દાનાવ, પરેહુજગાર, અને નામવર શખ્સ હતો, માટે તેની ઓલખાનને વાસ્તે જરતોશતને નીસબત આપેલી છે. [ હાં. મા. ૧૨૩ ]

સ.—જરતોશતની ઓલાદ પાદશાહ ફરેદુન પછી આગલ કયાં સુધી ગણાય છે ?

જ.—ગઈઓમરદ, જે આએ દુનિયામાં પેહેલવેહેલું પેદા થયલું આદમી હતું, તેના નામ સુધી ગણાય છે.

§ જેમ જરતોશત, પોરોશસ્પ, પેતેરસ્પ. અરવંદસ્પ, હેચેદસ્પ, ચખશનુશ, પદરશને, હરદરશને, અરદાર, સપેંતમાન, વેજશને, અજીમ, રંજશને, દોરાશરૂન, મીનોચેહર, એરચ, ફરેદુન, આથવીયાન, વીઅંઘાંન, તેમુરસ્પ, હોસંગ, શીઆમક અને ગઈઓમરદ. [ હા. મા. ૧૨૪ ]

સ.—અશો જરતોશતની ઓરતનું નામ શું ?

જ.—જરતોશતની ઓરતનું નામ હવોવી. [કા.જ.ના. ૨૫૧]

સ.—સત જરતોશતને કેટલાં ફરજંદ થયાં હતાં

જ.—૬ ફરજંદ થયાં હતાં; તેના નામ-(૧) એસદવાસ-તર, (૨) ઓરવતનર, અને (૩) ખુરશેદચેહેર, એ ૩ બેટા; તથા (૧) પરીન, (૨) શીરીન અને (૩) પોરોચેસ્ત, એ ૩ બેટીઓ. [ય. પા. ૩૧]

સ.—પેગમ્બર જરતોશતનો જનમ કયાં શેહેરમાં થયો હતો?

જ.—ઈરાન દેશનાં રએ નામનાં શેહેરમાં પેગમ્બર જર-તોશત જનમ્યો હતો. [સ. જ. ના. ૧૦]

સ.—કયે રોજે પેગમ્બર જરતોશતનો જનમ થયો હતો?

જ.—ખોરદાદસાલને દાહાડે પેગમ્બર જરતોશત જનમ્યો હતો. [સ. જ. ના. ૨૯]

સ.—તમારા પેગમ્બરને પેદા થયાને આજ (ય. સ. ૧૨૫૪ માં) કેટલાં વરસ થયાં?

જ.—પેગમ્બર જરતોશતને જનમ્યાને ૩૨૮૪ (બત્રીસશો ચોરીઆસી) વરસ થયાં. [કા. જ. ના. ૯૪]

સ.—પેગમ્બર જરતોશતે માજદીયસની દીન જાહેર કીધી ત્યારે તેની ઉમ્મર કેટલાં વરસની હતી?

જ.—૪૦ વરસની ઉમ્મરે પહોચ્યા પછી માજદીયસની દીન જાહેર કીધી હતી. [ય. પ. ૩૦]

સ.—પેગમ્બર જરતોશત પેદા થવાની અગાઉ કોઇને ખબર હતી કે "જરતોશત પેદા થશે અને માંજદીયસની દીન જાહેર કરશે?"

જ.—હાજી, જરતોશતને પેદા થવાની સેંકડો વરસ આગાઉ પાદશાહ જમશેદ, ફરેદુન, મીનોચેહેર, અને કેખોસરોએ દુનિયાનાં લોકોને જાહેર કીધું હતું કે, "જરતોશત નામે એક શખ્શ પેદા થશે અને તે દાદાર અહુરમજદની તરફથી માજદીયસની દીન આએ દુનિયામાં જાહેર કરી બુરાઈનો નાશ કરશે." [ હા. મા. ૭૬ ]

સ.—પેગમ્બર જરતોશત કેટલાં વરસ જીવીને મરણ પામ્યો ?

જ.—૭૭ વરસની ઉમ્મર પુરી થયા પછી પેગમ્બર જરતોશત બલ્ખ શેહેરમાં મરણ પામ્યો. [ સ. જ. ના. ૧૭૧ ]

સ.—પેગમ્બર જરતોશતને ગુજરવાનો સબબ શું ?

જ.—ઈરાનનાં પાએતખ્ત બલ્ખ શેહેર ઉપર પાદશાહ ગુસ્તાસ્પની ગેરહાજરીમાં અરજાસ્પ નામનો તુરકી પાદશાહ ચઢાઈ લાવ્યો, તે વખતે તુરબરાતુર નામનાં એક પેહલવાને આતશબેહેરામની દરગાહમાં જઈને પેગમ્બર સાહેબ જરતોશતને હથીયારનો જખમ કીધો તેથી તે મરણ પામ્યો હતો. [ સ. જ. ના. ૧૭૨ ]

સ.—પછી પેલો તુરકી પેહલવાન જીવતો રહ્યો હતો કે ?

જ.—નહીજી; જે વખતે તેણેં જરતોશતને જખમ કીધો તેજ વખતે જરતોશતે પોતાનાં હાથમાંની ચમત્કારીક તસબી તે નાપાક પેહલવાન ઉપર ફેંકી; તેની એજમતી રોશનીથી તે તુરકી પેહવાન તરત મરણ પામ્યો. [ સ. જ. ના. ૧૭૨ ]

સ.--પેગમ્બર જરતોશત કયા રોજે મરણ પામ્યો હતો ?

જ.--દેઇ મહીનો અને ખોરશેદ રોજે. [સ. જ. ન. ૧૯૧]



## અશો જરતોશતનાં મોજેજા.*

સ.--જરતોશત ખોદાતાલાનો ખરોજ પેગમ્બર હતો, ત્યારે તો માણસ જાતથી નહી બને એવા ચમત્કાર અથવા મોજેજા તેનાંથી બનવા જોઇએ; તેવા કાંઇ મોજેજા જરતોશતે દુનિયાંનાં લોકોને બતાવ્યા હતા ?

જ.--હાજી; જરતોશતનાં મોજેજા ઘણા છે તેમાંનાં મુખ્ય કહું છું:--

૧--જરતોશત જનમતી વખત હશીયો હતો.

૨--એ શેહેરમાં દોરાંસરૂન નામનો બુતપરસ્ત હાકમ હતો, તેણે દાનાવ લોકોથી જાણ્યું હતું કે “ જરતોશત પેગમ્બર પેદા થશે ને બુરાઇનો નાશ કરશે ” એ ઉપરથી જરતોશતનાં જનમની ખબર સાંભળીને તે હાકમ તેના બુરા સોબતીઓ સાથે જરતોશતની આગલ આવ્યો, અને પોતાના હાથમાં ખંજર લઇ જરતોશતને ભોકવા સારૂં હાથ ઊચકયો

* આ બાબદ સ. જ. ના માંથી લખીછે.

તેવોજ તેનો હાથ અકડી ગયો, અને ખંજર ભોકી શકયો નહી, તેથી તે લાચાર થઈને પોતાને મકાને ગયો.

૩—તે બુરા લોકોએ પેરોશસ્પનાં ઘરમાંથી જરતોશતને ચોરી લઇ જઈ, જંગલમાં એક મોહોટી ચેહ સળગાવી તેમાં નાખ્યો—પણ જરતોશતનાં ઉપર ખોદાની મેહેરબાની હતી તેથી જીવતો રહ્યા પછી જરતોશતની માએને ખબર થઈ તેથી તેણી તેને પોતાને ઘેર લાવી.

૪—ગાય ઢોરોનાં જવાનાં સાંકડા રસ્તામાં જરતોશતને નખાવ્યો, ત્યાં પણ તેનાં શરીરને કાંઈ નુકસાન થયું નહી.

૫—ઘોડાઓને જવાના માર્ગમાં નખાવ્યો ત્યાંબી તેના દોલને કાંઈ ઇજા પહોંચી નહી.

૬—જંગલમાં વરૂઓનાં રેહેઠાણ આગલ જયારે વરૂઓ બાહેર ગયલાં ત્યારે તેઓનાં બચ્ચાં મારી નાખી, તે જંગોએ જરતોશતને મુકાવ્યો—પણ જેવાં વરૂઓ આવી પોતાનાં બચ્ચાંને મારી નાંખેલા જોઇને, જરતોશતને ફાડી ખાવા ગયાં, તેવાંજ ખુદરતથી તે વરૂઓનાં મોહોડાં બંધ થઈ ગયાં અને હાથ પગો અકડી ગયા.

૭—તે હાકમ અને એક બીજો ઠગારો જરતોશનનાં ઘરમાં આવીને ધાસ્તી ભરેલા દેખાવો કરીને તેથી જરતોશતને બીહીવાડયો—પણ જરતોશતને તેની કાંઈબી બીહીક લાગી નહી.

૮—જરતોશત એકવાર આજારી પડયો ત્યારે તેઓએ

ઘણીજ ખરાબ ચીજની મેળવણીની જેહેરી દવા જરતોશતને પીવા સારૂ આપી, તે તેણે પીછાણીને ઢોળી નાખી તેથી તેઓ પશેમાન થઈ પાછા ઘર ગયા.

૯—રએ શેહેર અને બલખ વંચેની આબહી નામની એક મોહોટી નદીમાંથી જરતોશત પોતાના કબીલા સાથે જેમ પુલ ઉપરથી માણસો ચાલી જાયછે તેમ વગર કીસતીએ તે નદીનાં પાણીની સપાટી ઉપરથી ચાલી ગયો હતો.

૧૦—ગુસ્તાસ્પ પાદશાહનાં અસ્પશીહા નામના ઘોડાના ચારે પગો તેના શરીરમાં ઘુસી ગયા હતા, તે ઘણાએક ઉપાયો છતાં નહી નીકલ્યા, પછી એક મોહોટી મીજલસની હજુર અશો જરતોશતે પાક જદ અવસ્તાના કલામો ભણીને તે પગો બાહેર કાહાડયા હતા.*

૧૧—પાક યજદાંની તરફથી ૪ ફરેસ્તા †પેહેલવાની સુરતે પાદશાહ ગુસ્તાસ્પની દરબારમાં સાક્ષી આપવા આવ્યા હતા, અને કહ્યું હતું કે "હોરમજદની તરફથી અમો

---

* આએ ચાર પગો બાહેર કાડતાં ચાર બાબદો બની હતી; તેમાંની (૧) પાદશાહ ગુસ્તાસ્પે, તથા (૨) તેનાં છોકરા અસફંદીઆરે, અને (૩) પાદશાહની ઓરત કેતાયુને, પોતાનાં ખરાં એકીનથી જરતોશતી મહજબ કબુલ કીધો હતો; અને (૪) ગુસ્તાસ્પની દરબારનાં ૪ વીદ્વાનોએ અદેખાઈથી જરતોશતનાં ઉપર તરકત કીધું હતું, તેનો પાદશાહે ઇનસાફ કરીને, તેઓને સજા કીધી હતી.

† તે ૪ ફરેસ્તાઓનાં નામ (૧) બેહમન અમેશાસ્પંદ, (૨) અરદીબેહશત અમેશાસ્પંદ, (૩) આદર ખોરદાદ, અને (૪) આદર ગોશસ્પ.

૪ જણ આવ્યા છિયે તે સાહેબે તુને કહેવાડયું છે કે; "મેં જરતોશતને મ્હારી તરફથી પેગમ્બર તરીકે મોકલ્યો છે; અને તમામ ખલકને તેમાં હોકમ મુજબ ચાલવાને મેં ફરમાવ્યું છે, માટે તેને તું ઘણી સારી રીતે રાખજે, અને તેની ભલી દીનને કબુલ કરીને તેનાં કાયદા કાંનુન પ્રમાણે ચાલજે જેથી તુંને દોજખની ઈજા નહી ભોગવવી પડે." ઈત્યાદી.

૧૨—પેગમ્બર જરતોશતે જશન કીધું ને બાજ ઈજી; તેમાં ઇજેલો શરાબ પાદશાહ ગુસ્તાસ્પને પાયો, તેથી તેને ખુઆબ થયો, અને તેનો આત્મા મીનોઇ જેહાંનમાં ગયો, ત્યાં તે બેહેશતમાં પોતાની જગા, વગેરે જોઇ આવ્યો; ઇજેલું દુધ પાદશાહ ગુસ્તાસ્પના છોકરા પેસોતનને પાયું, તેથી તે અમરપણું પામ્યો; ઇજેલુ ફુલ પાદશાહ ગુસ્તાસ્પના વજીર જામાસ્પને સુંઘાડયું, તેથી તમામ એલમથી વાકેફગાર થયો, અને રસ્તાખેજનાં વખત સુધી બનવાના સઘળા બનાવોથી જાણીતો થયો; અને ઇજેલું દાડમ પાદશાહ ગુસ્તાસ્પના બીજા છોકરા અસફંદીઆરને ખવાડયુ તેથી તેનું તન કાંસાં જેવું સખ્ત થયું.*

એ વગેરે બીજા ઘણા મોજેજા સપેંતમાન જરતોશતે પાદશાહ ગુસ્તાસ્પના દરબારીઓને અને પારકે દેશથી જર-

* એ ઉપરથી એને સરવે લોકો "રોઇન-તન અસફંદીઆર" કરીને કેહેતા હતા.

તોશતનો તપાસ કરવા આવેલા વિદ્વાન લોકોને* બનાવી, અને તેઓ સાથે દાનાઈ તથા એલમને લગતી તકરારો કરીને તેઓની પક્કી ખાતરી કરી હતી, જેથી તેઓએ મોહોટી ખુશી સાથે જરતોશતી મહજબ કબુલ કીધો હતો.

## અવસ્તામાંથી માજદીઅસની દીનનાં થોડાંક ફરમાનો.

સ.—માજદીઅસની દીનમાં શું શું ફરમાનો છે?

જ.—માજદીઅસની દીનમાં કાંઈ સેંકડો અને હજારો ફરમાનો છે—પણ તેમાંનાં થોડાંક હ્યાં જણાવુંછું:—

તમામ ચીજોનો પેદા કરનાર, તેઓનું પાળણ કરનાર, પાસબાની કરનાર, સર્વે ચીજોનો જાણનાર, અને ગેબીઓમાં ગેબી ખોદા છે. મા-બાપ તથા મુરબ્બી અને ઉસ્તાદને દુખ દેવું નહી. પૈસા ટકાનો અને આલમતાનો ગેરમાર્ગે ઉપયોગ કરવો નહી. બીજા ધર્મ ઉપર એકીન લઈ જવું નહી. ઘણો વખત સુઈને અલસાઈ કરવી નહી. મોહોડેથી બોલીને ફરી જવું નહી. વીદ્યા તથા હુન્નરો શીખવા. ખોદાની બંદગી કરવી. ગોસ્પંદોની જાળવણી કરવી.

* યુનાન દેશથી તુતીઆનુશ નામનો વીદ્વાન તથા હીંદુસ્તાનથી ચંઘરઘાસ અને બએઆસ નામના પંડીતો, ઈત્યાદી આવ્યા હતા.

છોકરીઓને કેળવણી આપવી. જુઠું બોલવું નહી. કીનો રાખવો નહી. ગુસ્સો કરવો નહી. મગરૂરી કરવી નહી. સાચું બોલવું. સખાવત કરવી*.

તમામ નેક વીચારવું, નેક બોલવું અને નેક કામો કરવાં; એ અખત્યાર કરવું; તથા તમામ બદ વીચારવું; બદ બોલવું, અને બદ કામો કરવાં; એ દૂર કરવું. જે શખસ માજ્દીઅસની દીનનાં હુકમ સાચા એતેકાદથી માને અને પાળે તેનું રવાંન દાદાર અહુરમજદનાં ગરાથમાન બેહેસ્તમાં અમશાસપંદો અને બીજાં રવાંનો સાથે મળી બેસેછે. ખોદાની રાહ ઉપર ચાલનારાઓની પરવરસી કરવી. સવાબનાં કામો કરનારાઓને બેહેશ્ત મળેછે. જુદદીનની રાહરસમને માનવી નહી. અવસ્તા શીખવાં તથા શીખવવા. બદફેલી કરવી નહી. [ હા. મા. ૧૩૮—૧૪૮ ]



રોજ, માહ, ગાહમ્બાર, અને ગાથાનાં નામ.

તીસે રોજનાં નામ.

૧ દાદાર હોરમજદ.

૨ બેહમન અમેશાસપંદ.

---

* જ. બ. ષ. ની. ૧—૫૫.

૩ અરદીબેહેસ્ત અમેશાસપંદ.

૪ શેહેરેવર અમેશાસપંદ.

૫ અસફંનદારમદ અમેશાસપંદ.

૬ ખોરદાદ અમેશાસપંદ.

૭ અમરદાદ અમેશાસપંદ.

૮ દએ ૫ આદર દાદાર હોરમજદ.

૯ આદર યજદ.

૧૦ આવાં અરદ્વી સૂર યજ્દ.

૧૧ ખોરશેદ યજદ.

૧૨ મોહોર યજદ.

૧૩ તીર યજદ.

૧૪ ગોશ યજદ.

૧૫ દએ ૫ મેહેર દાદર હોરમજદ.

૧૬ મેહેર યજદ.

૧૭ સરોશ યજદ.

૧૮ રસને રાસ્ત યજદ.

૧૯ ફરૂરેખ ફરવરદીન.

૨૦ બેહેરામ યજદ.

૨૧ મીનો રાંમ.

૨૨ ગોવાદ યજદ.

૨૩ દએ ૫ દીન દાદાર હોરમજદ.

૨૪ દીન યજદ.

૨૫ મીનો અશીશવંઘ.
૨૬ આસ્તાદ યજદ.
૨૭ મીનો આસ્માન.
૨૮ જમીઆદ યજદ.
૨૯ મીનો મારેસપંદ.
૩૦ મીનો અનેરાંન.

---

બારે મહીનાનાં નાંમ.

| | |
|---|---|
| ૧ ફ્રૂરવરદીન. | ૭ મેહેર. |
| ૨ અરદીબેહેશત. | ૮ આંવાં. |
| ૩ ખોરદાદ. | ૯ આદર. |
| ૪ તીર. | ૧૦ દેએ. |
| ૫ અમરદાદ. | ૧૧ બેહુમન. |
| ૬ શેહેરેવર. | ૧૨ અસફંદારમદ. |

---

છ ગહુમ્બારનાં નાંમ.

| | |
|---|---|
| ૧ મએદીઓજરેમ. | ૪ અયાથ્રેમ. |
| ૨ મએદીઓશાહેમ. | ૫ મએદીઓરેમ. |
| ૩ પએતેશાહેમ. | ૬ હુમસ્પથમએદએમ. |

---

પાંચે ગાથાનાં નાંમ.

| | |
|---|---|
| ૧ અહુનવદ. | ૨ ઓશતવદ. |
| ૩ સ્પેન્તોમદ. | ૫ વહેશ્તોઈશ્ત. |
| ૪ વોહુક્ષથ્ર. | |




સ.—તમે પારસી શા ઉપરથી કેહેવાઓ છો ?

જ.—હમારૂં અસલ વતન ઈરાન દેશ છે, અને ઇરાનનો એક ભાગ જેને પારસ કેહે છે, ત્યાં હમારા ઘણાજ કદીમ નયાગાનો રેહેતા હતા, તે ઉપરથી હમે પારસી કેહેવાઈએ છિએ.

સ.—ઇરાનનું રાજ પારસીઓનાં હાથમાંથી કેમ અને કયારે ગયું ?

જ.—ખોદાની ખુદરતનાં બનાવથી ઈરાનનું રાજ આસ્તે આસ્તે ખરાબ હાલતમાં આવતું ગયું, તેમ તેમ બીજા પાદશાહોનું જોર વધવા લાગયું, ત્યારે એવી નબલી હાલત જોઈને યુનાન દેશનાં સીકંદર નામનાં લોભી પાદશાહે ઇસવી સનની ૩૩૦ વરસ અગાઉ ઈરાન દેશનાં નામીચાં રાજને, દારા પાદશાહ સાથે ત્રણ-મોહોટી લડાઈઓ કરીને જીતી લીધું હતું. એના વખતમાં જરતોશતી મજહબની કેટલીએક કેતાબો તારાજ થઈ હતી.

* આએ બાબદ ઈરાનની તવારીખોમાંથી લખીછે.

સ.—ઇરાનનું રાજ પારસીઓનાં હાથમાં પાછું ક્યારે આવ્યું?

જ.—ઈસવી સને ૨૨૬ માં ઈરાનનું રાજ પાછું પારસીઓનાં હાથમાં આવ્યું, તે વખતે સાસાંનીયાંન ટોળાંનો અરદેશર બાબકાન નામે પાદશાહ હતો, તેની કેટલીએક પેહડીએ રાજ કીધું. એનાં વખતમાં માઝદીયસની દીન પાછી આબાદ થઈ હતી.

સ.—ઇરાનમાંથી પારસીઓની પાદશાહી છેલ્લી કેમ અને ક્યારે ગઈ?

જ.—કમનસીબને લીધે એ રાજને જુલમગાર મુસલમાનોએ સુખે નહી રેહુવા દીધું; ઈસવી સને ૬૪૧ માં અરબસ્તાનનાં ખલીફ઼ ઓમરનાં રાજમાં અરબ લશકરે ઈરાનનાં પાદશાહ યઝદજરદ સાથે નાહુવંદનાં મેદાનમાં લડાઈ કરીને જીતી લીધું. એ દિનેથી પારસીઓની પાદશાહી ગઈ તે પાછી મળી નથી.*

સ.—તમે પારસી લોકો તમારો અસલ દેશ ઈરાન છોડીને હિંદુસ્તાનમાં શા વાસ્તે આવ્યા?

---

* હાલ પારસી લોકો યઝદજરદી સને વાપડેછે, તે પાદશાહ યજદજરદબીન શોહેરીઆર જે પારસીઆંનો છેલ્લો પાદશાહ થઈ ગયો, તેને ઈરાનમાં તખતનશીન થવાનો સને છે.

જ.—પારસીઓની જાહોજલાલી ભરેલી પાદશાહી ઈરાન-માંથી ગયા પછી, ત્યાંના મહુમદીઆન લોકો જરતોશતી-ઓને જુલમથી વટલાવવા લાગ્યા તેથી કેટલાએક જરતો-શતીઓ પોતાનો પ્યારો ધર્મ જાલવવા સારૂ પોતાનાં સુંદર મકાનો અને ખુશનુમાં બાગબગીચા સાથે વાહાલું વતન છોડી હિંદુસ્તાનમાં આવ્યા.

સ.—હાલ (ય. સ. ૧૨૪૦ માં) ઈરાનમાં જરતોશતીઓની વસ્તી કેટલી છે?

જ.—મરદ, ઓરત, અને બચ્ચાં મલી પાંચ હજાર.

[ કા. જ. ના. ૨ ]

સ.—ઈરાનનાં પુરાતન પાદશાહોનાં વખતનાં હુન્નરો અથવા બાંધકામોની કાંઈ નીશાણીઓ ઈરાનમાં હાલ મોજુદ છે?

જ.—હાજી; જેવી કે, પરસીપોલીસ અથવા તખ્તે જમશેદ બેહેસ્તુનનો ખડક, નકશે-રૂશતમ નામનો પાહાડ, પસારગદા ઈત્યાદી; એમાંનાં ઉમદા બાંધકામો, ખીલારોકા હરફવાળા કદીમ જુબાનનાં લેખો, બેહદ કારીગરી - ભરેલાં કોતરકામો સુંદર નકશીદાર ચિતારો, ઈત્યાદી; તારાજ થતાં થતાં હજુર બચેલું છે.



## ઈરાનનાં યજદાંપરસ્ત પાદશાહો અને પેહેલવાનોનાં નાંમો.*

સ.—ઈરાનનાં યજદાંપરસ્ત પાદશાહોનાં નામ શું ?

જ.—કઈઓમરસ, હોસંગ, તેમુરસ, જમશેદ, ફરેદુન, એરચ, મીનોચેહેર, નોઝર, કેરસાસ્પ, કેકોબાદ, કેકાઉસ, કેખુશરૂ, લોહોરાસ્પ, ગુસ્તાસ્પ, બહમન, દારાબ, દારાં, આર, દેસર, શાપુર, હોરમજ, બેહરામ, નરસી, ફીરૂજ, પલાસ-કોબાદ, નોશેરવાન, ખોરારો અને યઝદજરદ.

સ.—ઈરાનનાં યજદાંપરસ્ત પેહેલવાનોનાં નામ શું ?

જ.—કેરસાસ્પ, નરીમાન, સામ, જાલ, રૂશતમ, ફરામરજ, આદરબુરજીન, જેહાંબખશ, તુખારે, જહવારે, શીઆમક, ફરીબરૂજ, જેહાંગીર, શોહોરાબ, બરજોર, ફરીમાન, જેહાં-શુજ, તેમુર, ગોદરેજ, ગેવ, બેજન, સીઆવખશ, તુસ, ઘસ્તેમ, જરીર, અને અસફંદીયાર.



## પારસીઓનું ઈરાનથી હિંદુસ્તાનમાં આવવું.

સ.—પારસીઓ ઈરાનથી હિંદુસ્તાનમાં કયારે આવી વસીયા ?

---

* આએ બાબદ ઈરાનની તવારીખોમાંથી લખી છે.

જ.—યઝદજરદી સને પંચ્યાસીમાં. * [ હા. મા. ૧૨૬ ]

સ.—પારસીઓ ઈરાનથી હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે પેહલવેહેલાં કયા શેહેરમાં ઉતરયા હતા ?

જ.—પેહલવેહેલાં દીવ† નામનાં શેહેર મધે ઉતરયા; ત્યાંથી પછી સંજાણ નામનાં શેહેરમાં ઉતારો કીધો; અને ત્યાં ઠરીઠામ રહ્યા. [ હા. મા. ૧૨૬ ]

સ.—તે વખતે શંજાણનો રાજા કોણ હતો ?

જ.—જાદી રાણા નામે હિંદુ રાજા. [ હા. મા. ૧૨૬ ]

સ.—એ રાજાએ પારસીઓને એકદમ પોતાનાં શેહેરમાં ઉતારો આપ્યો હતો ?

જ.—નહીજી; જયારે તે હિંદુ રાજાએ પારસીઓને બાહાદુર, કદાવર, અને હથીયારબંધ જોયા; તથા તેઓનો પોશાક અને બોલી હિંદુઓથી જુદી જાણી ત્યારે પોતાનાં રાજવીશે ધાસ્તી રાખીને તેઓ સાથે કેટલીએક કબુલાત કીધી; ત્યારપછી તેઓને પોતાનાં શેહેરમાં રહેવા દીધા.

સ.—તે શું શું કબુલાત હતી ?

જ.—(૧) ઈરાનીઓએ હિંદુ બોલી બોલી; (૨) હિંદુઓનો પેહરવેશ પેહરવો, (૩) હથિયાર બાંધવા નહીં, (૪) લગાણની ક્રિયા હિંદુ રીત પ્રમાણે રાતના કરવી.

સ.—હાલ ( ય. સ. ૧૨૫૪ ) માં હિંદુસ્તાનમાં પારસીઓની કેટલી વસ્તી છે ?

જ.—મરદ, ઓરત, અને બચ્ચાં મલીને આસરે એક લાખ.

---

* ઈસવી સનેમાંથી ૬૩૧ બાદ કીધાથી યઝદજરદી સને થશે. † તે વખતના પારસીઓની ઓલાદ હાલ સુધી દીવમાં રહેલી છે. ‡ જુઓ કીસ્સે સંજાણ.

# ભાગ ૨ જો.

* અવસ્તામાં જયાં સર્વેશકતીમાન ખોદાતાલાનું અને રાસ્ત પેગમ્બર અશો જરતોશ્તનું નામ આવે, ત્યાં સર નમાવી એટલે ડોકું નીચું કરી તેના નામને માન આપીને ભણતા જવું; કેમકે "અહુરમજદ પછી બીજો મરતબો પેગમ્બર જરતોશ્તનો છે." [કા. જ. ના. ૨૭૦]

બીજું—ગુજરાતી લીપીમાં અવસ્તા લખતા આએ બે સ્વરો ૩ અને ૬ વધારે આવેછે, માટે એના ઉચ્ચાર ઉપર ધીયાન રાખવું. જેમ, ૩ નો ઉચ્ચાર **ઑ** (**ઑ**શતા-અસ્તી); **૬** નો ઉચ્ચાર **ઍ** (**ઍ**જ-હરવસ્પતીન.)

તરીજુ,—અવસ્તામાં—અવસ્તાનો એક બોલ તો તેની માએનીનોબી એકજ બોલ એમ દરએક જગોપર આવી શકતું નથી; તેથી તેવા બોલોનો અર્થ તેજ બોલોના હેઠલ લાવવાને વાસ્તે, અવસ્તાના તેજ બોલની નીચે માએનીની બે નહાની લીટ કરવાની જરૂર પડી છે; જેમ, (અહુરમજદ ખોદાએમાં) ફરજાંન એટલે બુરી ખસલતનાં મરદ ઓરતો. ઈત્યાદિ.

આ ભાગમાંના અવસ્તાના ઉચ્ચારો વીદાન એરવદ કાવસજી એદલજી કાંગાની ખુરદેહ અવસ્તા બા માએની ઉપરથી એઓની ખાસ પરવાનગીથી લીધાછે.




| ૧ | ૨ | ૩ | ૪ |
|---|---|---|---|
| અષેમ | વોહૂ | વહિશ્તેમ | અસ્તી |
| ૩ | ૨ | ૧ | ૪ |
| સરવેથી-સારી | ખુબીવંતી (ચીજ) | પવીત્રાઈ | છે. |

૫ ૬ ૭ ૮ ૯ ૧૦
ઉશતા અસ્તી ઉશતા અહ્યાઈ. હ્યત્ અષાઈ
૧૧ ૧૨
વહિશ્તાઈ. અષેમ્

* ૫ ૭ ૧૨ ૧૧ ૧૦ ૮ ૬
કારણ કે સરવેથી-સરસ સુખ (જે) પવીત્રાઈમાં ઘણોજ પવીત્ર તેને છે.

*** અશેમ વોહુની માએનીમાં આવ્યું છે કે "સરવેથી સરસ સુખ જે પવીત્રાઈમાં ઘણોજ પવીત્ર તેને છે," એમાં તનની અને મનની બંન્રે જાતની પવીત્રાઈ જાણવી: તનની પવીત્રાઈ એટલે આખું શરીર સાફ સોજું રાખવું, તથા તમામ હેહેરનસા અને ગલીચીથી દુર રેહેવું, સઘળી વાપરવાની ચીજો અને પેહેરવાનાં કપડાં તથા ખાવાનો ખોરાક સાફ સફાઈદાર રાખવો, ઈત્યાદી. મનની પવીત્રાઈ એટલે મનથી સારૂં વીચારવું; બધામાં અંદાજે—ખુશ મીજાજ—સંતોષ—હીંમત—નીષકતપણું—સખી દીલ—સબુરી—સચ્ચાઈ—ઈમાનદારી—નમનતાઈ—દયા રાખવી, ઈત્યાદી.




૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
યથા અહૂ વઈર્યો અથા રતુશ્ અષાત્ ચીતહચા,
૧ ૨ ૩ ૪ ૭ ૬
જેવી હોરમજદની ખાયશ છે, તે-મુજબ તે દરએક પવીત્ર કામ
૫
(કરવા) નો હુકમ-આપનાર-છે.

૮ ૯ ૧૦ ૧૧ ૧૨
વંઘ્રહેઉશ દજદા મનંઘ્રહો ષ્યઓથનનાંમ અંઘ્રહેઉશ

૧૩
મજદાઇ.

૧૨ ૮ ૧૦ ૧૧ ૯ ૧૩
જીંદગી-લગતાં ભલા વીચારના કામોનો બદલો, હોરમજદ(ની-તરફ)થી છે.

૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧
ક્ષથ્રેમચા અહુરાઈ આ યિમ દ્રેગુબ્યો દદત વાસ્તારેમ.

૧૫ ૧૮ ૧૯ ૨૧ ૨૦ ૧૭ ૧૬
તેમજ જે ગરીબોનું પાળણું કરનાર-છે તેને હોરમજદ (ની-તરફ)

૧૪
થી હકુમત-છે. [ય. ૫. ૮૫]



નીરંગ કુશતી બાંધવાની.

અહુરમજદ ખોદાએ અહેરેમન ગ્યાવાદશાંન
અહોરમજદ ખોદા, આહરેમન બદકારને

દૂર અવાજ— દાશતારૂ જદ્ શેકસ્તેહ બાદ્
દૂર (અને)પાછો રાખનાર (છે.) મારેલાં (અને) તુટેલાં થાઓ

અહેરેમન દેવાંન દરૂજાંન જાદૂઆંન
આહરેમન, દેવો, બુરી-ખસલતનાં જાદુગરો અથવા
મરદ ઓરતો, ઠગાઈ કરનારાં

દરૂવંદાંન, કીકાંન, કરફાંન, સારતારાંન,
જરતોશ્તી દીન જાણીજોઈને ખરાબ ખોદાઈ વાતને જુલમગારો,
નહી માનનારાં, કામ કરનારાં, નહી સાંભળનારાં,

ગુનેહગારાંન, આશમોગાંન, દરૂવંદાંન, દુશ્મનાં,
ગુનાહગારો, ફરેબબાજો, દરૂઅંદો, કીનાખોરો,

ફ્રીઆંન, જદ્દ શીકસ્તેહબાદ્દ. દુશ
(અને)જુંડી સ્ત્રીઓ, (ધીક્કારસાથે) દુર દફે થાઓ. બુરા

પાદશાહાંન અવાદશાંન. બાદ્દ. દુશ્મનાં સતોહ બાદ્દ,
પાદશાહો દફે થાઓ. દુશમનો આજેજ થાઓ

દુશ્મનાં અવાદશાંન બાદ્દ. અહુરમજદ ખોદાએ
(અને)દુશમનો દફે થાઓ. (ઓ)હોરમજદ ખોદા !

અજ હમા ગુનાહ(*) પતેત પશેમાનુમ;
(*) (હું) તમામ ગુનાહ થી તોબા કરીને પશેમાન થાઊચ;

અજ હરૂવસ્તીન દુશ્મત, દુઝુખ્ત, દુજવરૂશ્ત,
(*) તમામ બુરા-વિચારો, બુરા-બોલો, (અને)બુરા-કામો-કરવા

(*) મેમ પ-ગેતી મનીદ્દ, ઓઈમ
થી,(જે ગુનાહ) મેં આએ-દુનીઆમાં* વિચારીઆ, હું

ગોફ્ત, ઓઈમ કરૂદ્દ ઓઈમ જસ્ત ઓઈમ બૂન.
બોલ્યો, મેં કીધા મને પોંહોંચ્યા, (અને)મહારેથી જન્મથી

બૂદ્દ એશ્તેદ અજ આંન ગુનાહ; (*) મનશ્ની
થયા છે, (*) તે ગુનાહ થી; નેક-નઈઅતે

ગવશ્ની કુનશ્ની; તની, રવાંની
નેક-બોલવે— (અને) નેક-કરવે-કરી; તને-કરી, જીવે-કરી

---

* પ=માં; ગઈથી=આએ-દુનિયા.

ગેતી મીનોઆંની; ઓખે
(અને) આ જાંહાંનનાં (તથા) તે-જાંહાનનાં (આલાતે* કરી); અય ખોદા!
અવાખ્શ્ પશેમાન્ પ સે ગવશ્ની પ
પાછો ફરૂં, પશેમાન થઈ (*) (માહરી ત્રણે ગવસનીઓઓ† કર
પતેત્ (*) હોમ્ ક્ષનઓથ્ર અહુરહેમજદાઓ
તોબા કરૂં છું. ખુશી કરૂં હોરમજદને,
તરોઈદીતે અંઘ્રહેમેઈન્યેઉશ્; હઈથ્યાવરશ્તાંમ્
(અને) તાડું અહેરેમનને; જાહેર કામ કરનારાઓ,‡
હ્યત્ વસ્ના ફ્રષોતેમેમ્ સતોમે.
જેઓની ખાએશ ઘણી-સારી (છે), તેઓની હું તારીફ કરૂં.§
અષેમ્વોહૂ (૧) યથા અહૂ વેઈર્યો (૨) અષેમ્ વોહૂ (૧).

** પેહેલા યથા અહૂ વઈરિયોની શ્યઓથનનામ ભણતાં અને **ખોદા એક છે,** એમ વિચારતાં કુશ્તીનો આગલો પેહેલો ગાંઠ વાળવો.

બીજો યથા અહૂ વઈરયોની શ્યઓથનનામ ભણતાં અને **જરતોશ્તી દીન ખરી છે,** એમ વિચારતાં કુશ્તીનો આગલો બીજો ગાંઠ વાળવો.

અષેમ વોહૂની ઉશ્તાઅસ્તી ભણતાં અને **જરતોશ્ત ખોદાનો મોકલેલો સાચ્ચો પેગમ્બર છે,** એમ વિચારતાં કુશ્તીનો પાછલો પેહેલો ગાંઠ વાળવો; તથા ઉશ્તા અહ્માઈ ભણતાં અને **બને ત્યાં સુધી નેકી કરૂં,** એમ વિચારતાં કુશ્તીનો પાછળો બીજો ગાંઠ વાળવો.

---

* આ-જાંહાંનનાં-આલાત એટલે કે શરીરને લગતી શકતીઓ; જેવીકે, જોવાની, સાંભળવાની, ઈત્યાદી; તે-જાંહાંનનાં આલાત એટલે આત્માને લગતી શકતીઓ; જેવી કે, હોશ, અક્કલ, ઈત્યાદી.

† ત્રણે-ગવશની એટલે (૧) વિચારવું, (૨) બોલવું અને (૩) કરવું

‡ જાહેર કામ કરનારાઓ એટલે સવાબ કરનારાઓ.

§ અહુરમજદ ખોદાઈની માએની ખો. અ. મા. આધારે લખી છે.




જસ મે અવંઘ્રહે મજદ, જસ મે અવંઘ્રહે મજદ.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭

જસ મે અવંઘ્રહે મજદ, મજદયસ્ને અહ્મી મજદયસ્ને

૮ ૯ ૧૦ ૧૧

જરથુશ્ત્રિશ ફ્રવરાને અસ્તુતસ્ચા. ફ્રવરેતેસ્ચા.

૪ ૨ ૩ ૧ ૬ ૫

આ અહુરમજદ તું માહરી મદદ કર! હું અહુરમજદને

૬ ૭ ૭ ૧૦ ૧૧

માનનારો છઊ; માટે અહુરમજદને માનનારા એક મજબુત ઈમાનદાર

૮ ૯

જરતોશતી તરીકે પોતાને કબુલ રાખું છ.

૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭

આસ્તુયે હુમતેમ મનો, આસ્તુયે હૂખ્તમ વચો.

૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨

આસ્તુયે હ્વર્શતેમ શ્યઓથ્નેમ આસ્તુયે દએનામ

૨૩ ૨૪ ૨૫ ૨૬ ૨૭

વંઘુહીમ માજદયસ્નીમ ફ્રસ્પા યએખ્ધાંમ નિધાં

૨૮

નઈથિષેમ.

૧૨. ૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭
અને ઓસતવાર છું ભલા વિચાર ઉપર, ઓસતવાર છું ભલા વચન ઉપર,
૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૪
ઓસતવાર છું ભલા કામ ઉપર, અને ઓસતવાર છું અહુરમજદને માંનવાની
૨૬ ૨૫ ૨૮. ૨૭ ૨૩ ૨૨
તકરારને રદ કરનારી, હથીઆરને હેઠે પાડનારી, ભલી દીન ઉપર.

**૨૯ ૩૦ ૩૧ ૩૨ ૩૩**
**ફ્રએત્વદથાંમ્ અપઓનીમ્ યા હાઈતિનાંમ્ ચા**
**૩૪ ૩૪ ૩૫ ૩૬ ૩૭**
**બૂષ્યેન્તિનાંમ ચા મજિશતાચા વહિશતચા સ્ત્રએશતા**
**૩૮. ૩૯ ૪૦ ૪૧**
**ચા યા આહૂઇરિશ જરથુશ્ત્રિશ.**

૩૧ ૩૦ ૨૯ ૩૧ ૩૨ ૩૩ ૩૪
જે પવીતર (દીન ખોદાઇ) સંબંધ આપવા સારૂ જે હાલની અને તેમજ
૩૪ ૩૫ ૩૬
હવે પછી થનારી (દીનો કરતા) ઘણીજ મોહોટી, ઘણીજ ઉતમ
૩૮ ૩૭. ૩૯ ૪૦ ૪૧
અને ઘણી સરસ છે, તે અહુમજદી જરતોશતી દીન છે.

**૪૨ ૪૨ ૪૪ ૪૫ ૪૬ ૪૭**
**અહુરાઈ મજદાઈ વીસ્પા વોહૂ ચિનહ્મી અએષા અસ્તી**
**૪૮ ૪૯ ૫૦**
**દએનયાઓ માજદયસ્નોઈશ આસ્તુઈતિશ. અષેમ્ વોહૂ (૧)**

૪૯ ૪૩ ૪૪ ૪૫ ૪૬
અહુરમજદની તરફની હું સઘળી નેઆમત મેળવું છું તે (મને ઘટારત)
૪૯ ૪૮. ૫૦ ૪૭
મજદીઅસની દીન ઉપર કાએમ રેહવાથી છે.



## ( કદમી ) કુશતી બાંધવાની નીરંગ.*

હુમત વ હીખ્ત હવરેશત

( મહારી કરૂં ) નેક વીચારની અને નેક બોલવાની અને નેક કામની,

મનશાની વ ગવશાની વ કુનશાની વ તની·

( મહારી ) મનશનીએ અને ગવશનીએ અને કુનશનીએ અને તને

વ રવાની વ ગેતી વ મીનો અંજશ.

તથા જાંને તથા ગેતીના અને મીનોના (હથીઆર)છે તેણે કરી

હમે ગુને વનાહી અવાખશ-પશેમાન વ

સઘળી જાતના ગુનાહથી પશેમાન-થઈ-પાછો-ફરૂં-છું,† અને

પતેતમ. અજ-જસતે વ ગોફતે વ કરદ

તોબાહ-કરૂં-છું. પોહોંચ્યા-થી અને બોલ્યાથી અને કામ-કરવાથી

વ મનીદે વ શનુદે વ ફરમુદે,

અને વમાશેયાથી અને સાંભળ્યાથી અને ફરમાવ્યાથી (જે-ગુનાહ

અજશ હમે વનાહી અવાખશ-પશેમાંન,

થયા હોય ), એવા તમામ ગુનાહથી પશેમાન-થઈ-પાછો રેહું છું

---

* આએ નીરંગ અને એની પાસેની દોઆ માએની સાથે દસ્તુર અરદેસર રૂશતમજી મુલ્લાં ફીરૂજજીનાએ બનાવેલી. "ખુરદે અવસતા બામાએની" ની કેતાબમાંથી લખી છે.

† અવાખશ=પાછો ફરૂં છઉં, પાછો રહું; પશેમાંન=પશેમાંન થઈ.

વ પતેતમ. શીકસત આહેરીમન- શીકસત

અને તોબાહ કરૂં છું શીકસત-થાઓ હેરેમન— તુટેલો થાઓ.

આહેરીમન શીકસત આહેરીમન. શીકસત વ જદ વ

હેરેમન— આજેજ-થાઓ હેરેમન. તુટેલો અને મારેલો અને

જદે બુદ ગનામીનો તગ દોજખ નીગુનસાર બાદ

નાબુદ થાઓ ગનામીનો-હેરેમન દોજખનાં ઊંદા-ગારમાં* નીગુનસાર થાઓ†

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯

વ હર કારો કેર્રે કે બુદ બકામ ઉરમજદ વ

૧૦ ૧૧ ૧૨

સીઓસે અમશાસફંદાંને ફીરોજગર.

૧ ૨ ૪ ૩ ૫ ૮ ૯

અને હરએક સુવાબના કામ તે (મહારેથી) હોરમજદની અને

૧૨ ૧૦ ૧૧ ૭ ૬

ફતેહમંદ તેતરીસે અમશાસપંદોની મુરાદ-મુજબ થાજો.

૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮

મસવ વેહ ફીરોજગાર બાદ મીનોએ દાદાર- ઊરમજદ

૧૯ ૨૦

રાઈઓમંદ ખોરેહમંદ. ખરોનોથર અહુરેહે મજદાઈ

તરૂફદીતે અંઘરહે મેનીઉશ.

૧૫ ૧૬ ૧૪ ૧૭ ૧૮ ૨૦

ફતેહમંદી આપો બુજોરગ (અને) બેહેતર મીનો દાદાર-હોરમજદ, (જે) નુરમંદ

૧૯

(અને) સફાઈનો-ખાવંદ છે.

---

* તગ=ઊંદા ગારમાં; દોજખ=દોજખના.

† નીગુનસાર થાઓ એટલે ઊંધે માથે પડો.




૧ ૨ ૩ ૪ ૫ ૬
હમાઝુર બીમ હમાઝુર અશો બીમ, હમાઝુર

૭ ૮ ૯
વેશ કેરફે બીમ.

૧ ૨ ૪ ૩ ૫ ૬
હમાજોર થાઊ (અને) અશો-લોકોની-સાથે હમશરીક થાઊ હમશરીક
૯ ૭ ૮
થાઊ ઘણા સવાબમાં.

૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭
હમ કેરફે કેરફે કારાંન બીમ દુર અજ વનાંહ

૧૮ ૧૯
કારાંન બીમ.

૧૧ ૧૨ ૧૩ ૧૦ ૧૪
સવાબના-કામમાં (અને) સવાબ કરનારાઓમાં બી (હમશરીક) થાઊ,
૧૭ ૧૮ ૧૬ ૧૫ ૧૯
(અને) ગુનાહ કરનારાઓ થી દુર થાઊ.

સરે-સીરાત ચીનવદ પોલ * બુજરગ

* (માહરૂ રવાન) ચીનવદ પુલને સરાનેના-મારગેથી (ઘણી) બુજોરગી

શાદ વ આશાન માન બવેહદીશદ
(અને)ખુશી તથા આસાની રેહેવા-સાથે ગુજરજો,
બેહેશત-ગરોશમાન-વ કુશુમ અખુન રોશાન ગરોશમાન
અને-ગરોથમાન-બેહેશ્ત, * (કેજે)બુલેરગ મકાન રોશાન ગરોથમાન,
હમા ખુરમી અવર રસાદ. અષેમ વોહી (૧)
તમામ ખુશી ભરેલું(છે), (તેજગો) ઉપર પોંહોંચો.




શીકસ્તેહ શીકસ્તેહ શેતાન અહેરેમન-ગજસ્તેહ
શીકસ્ત-થાઓ, તુટો સેતાન ગજસ્તેહ-એહેરેમન,†
કારો કેરદાર. નરસદ ગજસ્તેહ
(તથા તેનાં) કામ (અને)ફેલ (મહને)નહી-પોંહોંચે ગજેસ્તેનાં
કારો કેરદાર. સીઓસે અમશાસ્પંદ
કામ (અને)ફેલ. તેતરીસે અમેશાસપંદો
દાદાર-અહુરમજદ પીરોજગર પાક અષઓને
(અને)દાદાર-અહોરમજદ ફતેહમંદ, પાક, (અને)અશોછે.
અષેમ વોહૂ (૧) [ વાર ૩ પઢે. ] [ ખો. અ. માં. ]

---

* બેહશ્ત=બેહેશ્ત, ગરોશમાન=ગરોથમાન; વ=અને.
† અહેરેમન=એહેરેમન; ગજસ્તે=ગજસ્તેહ.




પનામે    યજ્દાન્    અહુરમજ્દ
(સર કરૂંચ) યજદાં    દાનાસાહેબ,

ખોદાએ    અવજૂની.    *    ગોરજે
(જે) પોતે પેદા થયલો (અને)વરધીનો કરનાર,    (તેના) નામથી.    બુલંદી

ખોરહ્    અવજાયાદ્    સરોશ્    અશો,    તગી
(અને)રોશની,    જીઆદે થાઓ    સરોશ,    (જે)અશો,    જોરાવર

તન્    ફર્માન્,    શીકફ્ત્    જીન,    જીન
તનનો, (યજદાંનો) ફરમાબરદાર,    તાજુબી ભરેલો,    બુલંદ,    એજમતી

અવજારૂ,    સાલારે    દામાંન.    અહુરમજ્દ્;
હથીઆરનો(ખાવંદ), (અને)હોરમજદની–    પેદાયસના–    શરદારની;*

બેરેસાદ્.    અજ્    હમા    ગુનાહ્    પતેત્
(અને તે મોહરી મદદે) પોહોંચો.

પંશેમાનુમ; અજ્ હર્વિસ્તીન્ દુશ્મત, દુજ્યુખ્ત દુજ્વરૂશ્ત; મેમ્ પ ગેતી મનીદ્, ઓઇમ ગોફ્ત ઓઇમ કરૂદ્, ઓઇમ જસ્ત, ઓઇમ બૂન્ બૂદ્ એસ્તેદ્ અજ્ આંન્ ગુનાહ્; મનશ્ની ગવશ્ની, કુનશ્ની; તની, રવાંની, ગેતી મીનોઆંની; ઓખે

* સાલારે=શરદારની દામાંન=પેદાયસના; હોરમજદ=હોરમજદની.

અવાખ્શ્ પશેમાન્ પસે ગવશ્ની ૫ પતેત્ હોમ. યથા અહૂ, વઈર્યો (૫). અષેમ્ વોહૂ (૩).

ક્ષ્વરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિ
બુજોરગીથી પઢુ* મજદીઅસની જરતોશતી(દીનને),

વીદએવો અહુરહે ત્કએષો
(જે તેથી) દેવ જુદો છે (અને) હોરમજદનો હોકમ (એ દીનમાં છે.)

(બામદાદથી તે બપોરના બાર વાગા સુધી.)

## હાવંન ગેહે.

હાવનએ અપઓને અષહે રથ્વે
હાવન અશો અશોઈએ કરી બુજરગ છે

યસ્નાઇચ. વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ
(તેની) ઈજશને કરૂં, નીઆયશ કરૂં ખુશી કરૂં

ફ્રસસ્તયએચ સાવઙ્હેએ વીસ્યાઇચ, અપઓને
(અને) વખાણ કરૂં. (અને)શાવંદ (તથા)વીસ બી, અશો

અષહે રથ્વે યસ્નાઇચ, વહ્માઇચ.
અશોઈએ કરી બુજરગ છે, (તેની)ઈજશને કરૂં, નીઆયશ કરૂં

ક્ષ્નઓથ્રાઇચ, ફ્રસસ્તયએચ
ખુશી કરૂં (અને)વખાણ કરૂં.

---

* બુજોરગીથી પઢુ=એટલે બુરાઓને દરમેયાન જાહેર કરૂં.

( બપોરનાં બાર વાગેથી તે પાછલાપોહોરનાં ૩ વાગા સુધી )

## રપિથ્વન ગેહ.*

રપિથ્વનાઇ, અષઓને અષહે રથ્વે યસ્નાઇચ વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તીયએચ ફ્રાદત ફ્શવે જંતુમાઇચ, અષ-ઓને અષહે રથ્વે યસ્નાઇચ, વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ.

( પાછળા પોહોરનાં ૩ વાગેથી તે સુરજ આથમ ત્યા સુધા )

## ઉજીરનં ગેહ.

ઉજયેઇરિનાઇ, અષઓને અષહે રથ્વે યસ્નાઇચ વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ. ફ્રાદતવીરાઇ દખ્યુમાઇચ, અષઓને અષહે રથ્વે યસ્નાઇચ વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ, ફ્રસસ્તયએચ.

( સુરજ આથમે ત્યારથી તે રાતનાં ૧૨ વાગા સુધી )

## અઇવિસરૂથ્રેમ ગેહ.

અઇવિસ્રૂથ્રેમાઇ અઇબિગયાઇ, અષઓને અષહે રથ્વે યસ્નાઇચ, વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ, ફ્રસસ્તયએચ. ફ્રાદત વીસ્પાંમ હુજયાઇતેએ જરથુશત્રોતેમાઇચ, અષ-ઓને અષહે રથ્વે યસ્નાઇચ, વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ, ફ્રસસ્તયએચ.

---

* વરસનાં પેહેલા ૭ મહીના રપીથવન અને બાકીનાં ૫ મહીનાં હાવન. જેને બીજી હાવન ગેહ કેહે છે.

(રાતના બાર વાગાથી તે બામદાદ સુધી)

## ઉશાહેન ગેહ.

ઉપહિનાઇ અપઓને અષહે રથ્વે યસ્નાઇચ, વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ, ફ્રસસ્તયએચ. બેરેજયાઇ ન્માન્યાઇચ; અપઓને અષહે રથ્વે યસ્નાઇચ, વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ, ફ્રસસ્તએચે.

સ્રઓષહે, અષ્યેહે, તખ્મહે તનું માથ્રેહે,
સરોશ, (જે)પવીતર જોરાવર તનનો (યજદાંનો)ફરમાબરદાર,

દરૂપિ દ્રઓશ આહૂઈર્યેહે, ક્ષ્નઓથ્ર
સખત હથીઆરનો ખાવંદ છે; (તેને)ખુશાલ કરવાને વાસ્તે

યસ્નાઇચ, વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ, ફ્રસસ્તયએચ. યથા
ઈજશને-કરૂં, નીઆયશ-કરૂં, ખુશી-કરૂં, (અને)વખાણ-કરૂં. જે મીસાલે

અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મ્રૂતે
અહુરમજદની ખાએસ છે તે મીસાલે (અએ.) જોતી !* તું બુલંદીથી મહને કહે !

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯
અથા રતુશ અષાત્ ચિત્ હચ ફ્રાઅપવ વીદ્વાઓઓઓત્
૫ ૪ ૩ ૨ ૯
(જોતી* જવાબ દીએછે) જે કાંઈ સવાબના હોકમ (છે, તેની) અશો લોકોની
૬ ૧ ૮
નજદીક એ રવેસે ખબર કહુંચ (કે તમામ સવાબનાં કામમાં એવી તરેહથી હોકમ આપવો જોઈએ જે દાદાર અહુરમજદ પસંદ કરે.)

સ્રઓપેમ, અષીમ, હુરઓધેમ વેરેથ્રાજનેમ,
સરોશ, (જે)પવીતર, ખુબસુરત, ફતેહમંદ,

---

* જે શાખ્સ ઈજશને, વંદીદાદ, વગેરે, ભણવા બેઠો હોય તેહને, ઈત્યાદીને જોતી કહેછે.

**ફ્રાદત્‌ગએથેમ્‌ અષવનેમ્‌ અષહે રતૂમ્‌**
ફુનીઆની-વરધી કરનાર * અશો અશોઇએકરી બુજરગ(છે)
**યઝમઇદે. અહુનેમ્‌વઇરીમ તનૂમ્‌ પાઇતિ.**
(તેને)આરાધું-છું. અહુનવરના(કલાંમ) શરીરની સંભાળ-કરનાર( છે.)
**અહુનેમ વેરીમ્‌ તનૂમ્‌ પાઇતિ. અહુનેમ્‌ વેરીમ તનૂમ્‌ પાઇતિ. યથા અહૂ વઇર્યો (૧.)**

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
**કે મના મજદા મવઇતે પાયુમ્‌ દદાત્‌ હ્યત્‌**
૮ ૯ ૧૦ ૧૧ ૧૨
**સા દ્રેગ્વાઓ દીદ્રરેષતા અએનંઘ્રહે, અન્યેમ**
૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮
**થ્વહ્માત્‌ આથ્રસ્ચા મનંઘ્રહસ્ચા યયાઓ શ્યઓથનાઇશ**
૧૯ ૨૦ ૨૧
**અંપેમ્‌ થ્રઓરશ્તા અહુરા**

૨૧ ૩ ૭ ૯ ૮ ૧૧
ઓ અહુર-મજદ! જ્યારે બુરાઇ વાળો (ગનામીનો) મહારી તરફ વેર
૧૦ ૧૫ ૧૩ ૧૪ ૧૭ ૨૬
રાખતો-રેહે ત્યારે તું તથા તહારી ખોહરે અને તહારી વીચાર-શક્ત
૧૨ ૨ ૪ ૫ ૧ ૬ ૧૮
વગર મહારો અને મહારી-તરફ-ચાલનારાંઓનો બચાવ કોણ કરે, જે
૧૯ ૨૦ ૨૧
(ખોહરે અને વીચાર શકતી)ના કામોએ હું પવીત્રાઇનો પાળણકરતા થાઉ (એટલે પોતાને પવીત્રાઈમાં રાખી શકુ.)

---

* ફ્રાદત્‌=વરધીનો કરનાર; ગએથેમ=દુનીઆની.